આવેલા કાંટેલા ગામના મહાકાળેશ્વરના મન્દિરના લેખમાં સૌરાષ્ટ્રના અધિકારી સામન્ત મન્ત્રીએ પોતાના ન્હાના ભાઇ સલક્ષના કલ્યાણ માટે સલક્ષ નારાયણ નામથી હરિની પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. આ સલક્ષ પ્હેલાં સૌરાષ્ટ્ર અને પછી લાટ દેશમાં ગુજરાતના રાજા વીશલદેવે નીમેલો અધિકારી હતો; અને ત્યાંજ નર્મદાને તીરે એ મરી ગયો. આ ઉપરથી "સલક્ષ નારાયણ નામે વિષ્ણુ મન્દિર લાટ દેશમાં બંધાવ્યું હશે એમ અનુમાનાયછે." આજ લેખમાં એ સૌરાષ્ટ્રાધિકારી સામન્તમન્ત્રીએ "પોતાની માતાના કલ્યાણ માટે દ્વારવતી સ્વામીના માર્ગમાં એ સ્થળે (કાંટેલા ગામ પાસે) રેવતી કુંડ જર્જરિત થઇ ગયેલો હોવાથી સમરાવ્યો, અને ત્યાં નવું મન્દિર કરાવીને તેમાં બીજી મૂર્તિઓ સાથે મહેશની તથા જલશાયી (વિષ્ણુ)ની અને રેવતી બલદેવની મૂર્તિઓ સ્થાપ્યાનો" ઉલ્લેખ કર્યોછે.[1] આ લેખ ઉપરથી એમ જણાય છે કે એ વખતે જૈનો પણ હિંદુઓના દેવોનાં મન્દિરો પુણ્યકાર્ય ગણીને બંધાવતા.

વળી વિ. સં. ૧૩૪૪ માં પરમાર પ્રતાપસિંહના બ્રાહ્મણ મન્ત્રી દેલ્હણે આબુમાં પટ્ટ નારાયણનું પ્રાચીન મન્દિર સમરાવ્યાની પ્રશસ્તિ અજમેરના સંગ્રહસ્થાનમાં છે.[2]

આ શતકનો વૈષ્ણવધર્મના પ્રચારને સૂચવનારો એક લેખ વાઘેલા સારંગદેવના વખતનો છે. અનાવડાના વિ. સં. ૧૩૪૮ ઇ. સ. ૧૨૯૨ ના સારંગદેવના લેખમાં પાલ્હણપુરમાં મુદ્રાવ્યાપારમાં નિયુક્ત અધિકારી મહન્તપેથડે દેવ શ્રીકૃષ્ણપાદનાં પૂજા, નૈવેદ્ય અને પ્રેક્ષણીક નિમિત્ત દાન આપ્યાનો ઉલ્લેખછે.[3] આ લેખમાં શરૂઆતનો સ્તુતિનો શ્લોક ગીત ગોવિન્દમાંથી લીધોછે. **वेदानुद्धरते जगन्ति वहते भूभारमुद्बिभ्रते** એ શ્લોક છે. આ લેખ ઉપરથી બારમા શતકમાં ઉડીયામાં રચાયેલું ગીત ગોવિન્દ તેરમા શતકમાં ગુજરાતમાં આવીને લોકપ્રિય થઇ ગયું જણાયછે. બીજું દેવ કૃષ્ણના નૈવેદ્ય વગેરે માટે દાન કર્યું છે એટલે એ સ્થળે કૃષ્ણનું મન્દિર હોવું જોઇએ. વિષ્ણુ અને નારાયણના નામનાં જૂના કાળમાં

---

૧ જુઓ બુદ્ધિ પ્રકાશ ૧૯૧૫ પાનું ૯-૧૦ શ્લો. ૮ ૧૫, ૧૬ તથા એ સમગ્રલેખ.

2 Indian Antiquary May. 1916.

3 Indian Antiquary 1912 p. 20.

અનેક મન્દિરો ગુજરાતમાં તથા અન્યત્ર થયાં હોવાના પૂરાવા છે પણ કૃષ્ણના નામ ઉપર આટલું જૂનું મન્દિર હોવાના દાખલા ભાગ્યેજ મળેછે.

વડનગરના પૂર્વ તરફના દરવાજાની બ્હાર એક પુરાણું મન્દિર છે, જે ૧૩ મા શતકના પ્હેલા ભાગનું હોય એમ જણાય છે. એ મન્દિરના એક દ્વાર ઉપરની વરાહ અને વામનની મૂર્તિઓ ઉપરથી એ વૈષ્ણવ મન્દિર હશે એમ અનુમાન થાય છે.[1]

રસપ્રકાશ સુધાકર નામના વૈદ્યના ગ્રન્થના કર્તા યશોધર ૧૩ મા શતકમાં થઇ ગયા છે. એઓ જાતે શ્રીગોડ અને 'સુરરાષ્ટ્ર'માં જૂનાગઢના નિવાસી હતા એમ એ પોતેજ કહે છે. આ યશોધરે પોતાના પિતા પદ્મનાભને 'વિષ્ણુપદારવિન્દ રતિકૃત્' (વિષ્ણુના ચરણ કમળમાં પ્રીતિમાળા) એવું વિશેષણ લગાડ્યું છે. એ ઉપરથી એ વિષ્ણુ ભક્ત હતા એમ નિશ્ચય થાયછે. (જુઓ રસપ્રકાશ સુધાકર. નિ. પ્રે.)

૧૩ મા શતકની ઉપરોક્ત વૈષ્ણવ નિશાનીઓ ઉપરથી એમ લાગે છે કે એ વખતે ગુજરાતના લગભગ ઘણા ભાગમાં (ભરૂચ, વેરાવળ, પોરબંદર, જૂનાગઢ, પાલ્હણપુર, વડનગર વગેરે તદ્દન ભિન્નભિન્ન સ્થળો એ નિશાનીઓ મળેછે.) વૈષ્ણવધર્મનો પ્રચાર થઇ ગયો હતો.

૧૪ મા શતકમાં રાજ્યક્રાન્તિને લીધે ગુજરાતમાં અન્ધકાર અને અવ્યવસ્થાનું સામ્રાજ્ય સ્થપાયું હતું એટલે ધર્મ દાનની, આશા વ્યર્થ છે. એ યુગ મન્દિરોના સ્થાપનનો નહિં પણ વિધ્વંસનો હતો; છતાં એ શતકની છેલ્લી વીશીમાં વૈષ્ણવધર્મ જીવતો રહ્યાની એ નિશાનીઓ મળેછે.

વિ. સં. ૧૪૩૭ ઇ. સ. ૧૩૮૧ નો શિલાલેખ ધમલજના વિષ્ણુ ગયા અથવા ચક્રતીર્થ નામના તળાવ પાસેથી મળ્યોછે. આ લેખમાં હરિની સ્તુતિથી આરંભ કર્યોછે.[2]

ધંધુસર પાસેની હરિવાવની વિ. સં. ૧૪૪૫ ઇ. સ. ૧૩૮૯ ની પ્રશસ્તિમાં "જલશાયી-વિષ્ણુનો પ્રબોધ જય માટે થાવ" એ રીતે વિષ્ણુની સ્તુતિથી લેખનો આરંભ કર્યોછે.[3]

---

1 Archaeological Survey of India Vol. XXXII 1903 p. 86.

2 Consen's Antiquarian Remains in the Bombay Presidency p. 248.

3 Ibid. p. 245.

હિંદુ મૂર્તિઓ અને હિંદુ મન્દિરોના અવિચારી નાશના સમયમાં આથી વધારે શી આશા રાખી શકાય?

૧૫ મું શતક—૧૫ મા શતકમાં ગુજરાતમાં કાંઇક શાન્તિ પથરાઇ હશે. એ સૈકામાં ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રવાહ પૂર જોરમાં આવ્યો જણાયછે. વિષ્ણુભક્તિચન્દ્રોદય નામના એક વૈષ્ણવ ગ્રન્થની પ્રત પાટણના ભંડારમાંથી મળીછે.[1] આ ગ્રન્થ વિ. સં. ૧૪૯૬ શક ૧૩૬૧ માં લખાયેલો છે. ગ્રન્થકર્તાનું નામ નૃસિંહારણ્ય મુનિ છે. પણ આ ગ્રન્થની એક પ્રતનું છેલ્લું પાનું તળાજામાં મળેલું ભાવનગરના પ્રાચીન લેખોમાં[2] છપાયું છે. જેમાં વિ. સંવત્ ૧૪૬૯ (ઇ. સ. ૧૪૧૩) ફાગણ શુદી ૧૨ ની તિથિ લખીછે. આ રચ્યા સાલ છે કે લખ્યા સાલ છે એ કહેવાતું નથી; તેમ ગ્રન્થકાર ગુજરાતી હશે કે કેમ એ નિશ્ચિત નથી. આ ગ્રન્થમાં કળાઓ નામથી ૧૬ પ્રકરણો છે. આમાં વર્ણવેલી ભક્તિ વલ્લભ કે ચૈતન્ય મતની ન હોવી જોઇએ, કારણ કે એ ઉભયના જન્મ પ્હેલાંનો આ ગ્રન્થ છે. ઘણું કરી એ કોઇ પણ સંપ્રદાયનો નહિં હોય પણ સામાન્ય પૌરાણિક વિષ્ણુભક્તિપ્રતિપાદક હશે.

વિ. સં. ૧૪૭૩-ઇ. સ. ૧૪૧૭ ના જૂનાગઢ—ગિરનારના રૈવતીકુંડ ઉપરના એક લેખમાં નવનીતચોર દામોદરની સ્તુતિથી આરંભ કર્યોછે. એ શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે છે. "જે ભક્તિવશ ભગવાનને યોગીઓ અને મુનિઓ ધ્યાનથી, યજ્ઞથી અને તપથી હૃદયમાં ધારણ કરી શકતા નથી તે, ગાયોને બાંધવાનાં દોરડાંથી ગોપીએ બાંધેલા, નવનીત ચોરે વૃક્ષોનું સ્થાણુંપણું મુકાવ્યું. એ દામોદર જગતનું રક્ષણ કરો.[3]

મહુવાનાં લક્ષ્મીનારાયણના મન્દિરમાં વિ. સં. ૧૫૦૦ ઇ. સ. ૧૪૪૪ નો એક લેખ છે. જેમાં મોકલ નામના એક શ્રેષ્ઠીએ વાવ કરાવીને તેમાં લક્ષ્મી સહિત જલશાયી પુરાણ પુરૂષ (નારાયણ) ને પધરાવ્યાનો

---

1 જુઓ Report on the Search for Sanscrit Manuscripts in the Bombay Presidency 1884 to 87. No. 739.

2 Bhavnagar Inscriptions p. 161.

3 Consen's Antiquarian Remains p. 361.

ઉલ્લેખ છે. એજ લેખમાં વાવ બંધાવનારના કુળમાં ઘણા વિષ્ણુ ભકતો થયા હતા એમ કહ્યું છે.[1]

હેલમાલના લક્ષ્મીનારાયણના મન્દિરમાં મૂર્તિ નીચે વિ. સં. ૧૫૩૨ નો (ઇ. સ. ૧૪૭૬) નો લેખ છે, એ ઉપર કહ્યુંછે. એ લેખ ઉપરથી એમ લાગેછે કે વિ. સં. ૧૫૩૨ માં જૂની મૂર્તિના આસન ઉપર કોઇએ નવી મૂર્તિ બેસારી હશે. જૂની મૂર્તિ કદાચ ૧૪ મા શતકમાં મુસલમાનોએ ભાંગી ઉખેડી નાખી હશે.

લાઠી પાસે ખોદતાં વિષ્ણુની એક ચતુર્ભુજ મૂર્તિ મળીછે. જેના ઉપર વિ. સં. ૧૫૫૫ ( ઇ. સ. ૧૪૯૯ ) નો લેખ છે. ( ભાવનગરના પ્રાચીન લેખો. ) અડાલજાની વાવના વિ. સં. ૧૫૫૫ ઇ. સ. ૧૪૯૯ ના લેખમાં વાઘેલા મોકલસિંહે ભાગવતોના સમૂહની રક્ષા કર્યાનો ઉલ્લેખ છે.[2]

આ રીતે ૧૫ મા શતકના અન્ત સુધીની વૈષ્ણવ ધર્મની જે નિશાનીઓ મને મળી તે અહિં લખીછે. તે પછીનો વૈષ્ણવ ધર્મનો પ્રવાહ જુદે જુદે ત્રણ ચાર સ્વરૂપે હજી સુધી અવિછિન્ન ચાલેછે. પ્હેલું તો ૧૦ માથી ૧૫ મા શતક સુધી પૌરાણિક વૈષ્ણવ ધર્મનો જે પ્રવાહ ગુજરાતમાં વહેતો હતો તે બન્ધ પડયા વગર હજી સુધી વહેછે. કોઇ પણ સંપ્રદાયને ખાસ ન અનુસરનારા ઘણા લોકોના હૃદયમાં પૌરાણિક ત્રિમૂર્તિમાંના એક વિષ્ણુ પ્રતિ ભકિત હોયછે. એ ભકિતને વહેવા માટે હાલમાં ગુજરાતમાં બે મુખ્ય સ્થાનો છે. દ્વારકાં અને ડાકોર. એ બેય તીર્થ સ્થળોનાં મન્દિરો કોઇ પણ સંપ્રદાયનાં નથી; સંપ્રદાયના તાબામાં નથી; એની પૂજા વલ્લભ કે બીજા સંપ્રદાયને અનુસરીને થતી નથી. ત્યાં વલ્લભસંપ્રદાયી વૈષ્ણવો નથી જતા એવું નથી, પણ ગુજરાતની સાધારણ વસ્તી ત્યાં બહુ ભકિતથી જાયછે. એ બે તીર્થ સ્થળો ઉપરના લોકોની ભકિત પૌરાણિક ભકિત છે.

દ્વારકાં—સમુદ્રના કાંઠા ઉપર હોવાથી દ્વારવતી કહેવાતું શહેર ઘણું જૂનું છે. મહાભારતમાં એનું નામ અનેક સ્થળેછે. એને

---

1 ભાવનગરના પ્રાચીન લેખો. પા. ૬૯.

2 Consen's Antiquarian Remains p. 310.

પુણ્યસ્થળ કહ્યું છે. (**पुण्या द्वारवती यत्र म. वन. अ. ८९. २०**) ટોલેમી (ઇ. સ. ૧૫૦) બારાકી (Barake) નામના દ્વીપનો ઉલ્લેખ કરે છે. તે દ્વારકાં બેટને ઉદ્દેશીને છે એમ મનાયછે. છઠ્ઠા શતકના તથા તે પછીના કેટલાક લેખોમાં પણ દ્વારકાંનું નામ છે. પણ વૈષ્ણવ તીર્થ તરિકે દ્વારકાંની પ્રસિદ્ધિ મોડી થઇ જણાયછે. રા. રાં. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીના શબ્દોમાં "દ્વારકાં આશરે સં. ૧૨૦૦ પછી વૈષ્ણવ તીર્થરૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાયછે." (બુદ્ધિપ્રકાશ. ૧૯૧૫)

અને વિ. સં. ૧૨૮૮ ઇ. સ. ૧૨૨૨ માં સોમેશ્વર દેવકૃત ઉલ્લાસ રાઘવ નાટકની પ્રસ્તાવનામાં **श्री द्वारकालंकारनीलमणेः श्री कृष्णदेवस्य पुरतः** (બુદ્ધિ પ્રકાશ ૧૯૧૫ પા. ૪૮) એ રીતે દ્વારકાંના કૃષ્ણનો ઉલ્લેખ કર્યોછે અને ૧૫ મા શતકથી તો વૈષ્ણવ તીર્થ તરિકે દ્વારકાંએ ઘણું મોટું સ્થાન પ્રાપ્ત કર્યું જણાયછે. ચૈતન્ય દ્વારકાંની યાત્રા કરવા આવ્યા હતા; એ વખતના વૈષ્ણવો વૃન્દાવન પેઠે દ્વારકાંની યાત્રાને ઘણી આવશ્યક ગણતા. વર્તમાનમાં દ્વારકાં ગુજરાતનુંજ નહિં પણ આખા ભારતવર્ષનું એક મ્હોટું તીર્થ ગણાયછે સાત મોક્ષદાયક પુરીઓમાં એ એક છે. જેવી પૂર્વમાં જગન્નાથપુરી તેવી પશ્ચિમમાં દ્વારકાંપુરી.

દ્વારકાંના વિશાળ મન્દિરમાં મુખ્ય મૂર્તિ રણછોડજીની છે. એની બે બાજુએ ત્રિવિક્રમજી અને પ્રદ્યુમ્નજીનાં મન્દિરો છે. એક બાજુંમાં રૂકિમણી સત્યભામા વગેરે પટરાણીઓનાં મન્દિરો અને એજ સ્થળે શંકરાચાર્યની ગાદી છે. મન્દિરના ઉત્તરના દરવાજા તરફ એક ન્હાનું કુશેશ્વર મહાદેવનું મન્દિર છે. એકંદર મન્દિર ઘણું ઉંચું અને વિશાળ છે. રણછોડજીનું મન્દિર ૧૪૦ ફીટ ઉંચું છે; જેની સામે ૧૦૦ ફીટ ઉંચું વિશાળ જગમોહનછે. દ્વારકાંના મન્દિરમાં પૂજાનો અધિકાર ગુગળી બ્રાહ્મણોના હાથમાંછે. જ્યારે શારદામઠના શંકરાચાર્ય ત્યાં હોય ત્યારે એકાદ વખત એ પોતે દેવની આરતી ઉતારેછે. હમેશાં હજારો યાત્રાળુઓ દેશના જુદા જુદા ભાગમાંથી અહિં આવેછે. ગુજરાત ઉપર વૈષ્ણવધર્મની અસરનું દ્વારકાં એ એક મ્હોટું સ્મરણચિહ્ન છે.

ડાકોરજી—ગુજરાતનું બીજું અસાંપ્રદાયિક વૈષ્ણવ ધામ ડાકોરજી છે. ડાકોરજીમાં પણ રણછોડજીનું મન્દિર છે. અને ડાકોરની રણછોડની મૂર્તિ દ્વારકાંથી આવીછે એમ માન્યતાછે. એ માટે એવી દન્તકથા પ્રચલિતછે કે વજેસિંગ અથવા બોડાણા નામનો એક રજપૂત ડાકોરમાં રહેતો હતો તે દ્વારકાંધીશ રણછોડનો એવો ભક્ત હતો કે એણે રણછોડજીને ચડાવવા માટે હાથમાં તુળશી ઉગાડ્યાં હતાં એમ કહેવાયછે. એ બોડાણો દર છ મહિને દ્વારકાં જતો હતો. એમ કરતાં એ વૃદ્ધ થયો. ત્યારે એની ભક્તિ જોઇને દેવને દયા આવી અને રણછોડજીએ કહ્યું કે તારે હવેથી અહિં સુધી ન આવવું, હું તારી સાથે તારે ગામ આવીશ. બોડાણાએ, આ ઉપરથી રાતમાં દેવની મૂર્તિને ઉપાડીને ભાગવા માંડયું. સવાર થતાં ગુગળીઓને ખબર પડી અને એઓ કાબાઓને લઈને બોડાણાની પાછળ પડયા. ડાકોર આવતાં બોડાણાને ગુગળીઓએ પકડી પાડયો. બોડાણાએ મૂર્તિ તળાવમાં નાખી દીધી. અને પાછળ પડનારા કાબાઓના બાણનો ભોગ થઇને એ ભકતે વૈકુંઠવાસ કર્યો. દ્વારકાંથી રણછોડજીને પાછા લઇ જવા આવેલા બ્રાહ્મણો તળાવ કાંઠે લાંઘવા બેઠા. છેવટ ભગવાને સ્વપ્નામાં બોડાણાની સ્ત્રીને કહ્યું કે તું 'મારા વજન જેટલું સોનું આપીને બ્રાહ્મણોને વિદાય કરી દે.' ગરીબ રજપૂત સ્ત્રી પાસે એટલું સોનું કયાંથી હોય, પણ ભકતવત્સલ ભગવાન એની સોનાની વાળી બરાબર વજનમાં થયા અને બ્રાહ્મણો ળ્હીલે મોઢે દ્વારકાં ગયા. પછી એમને દામોદરકુવામાંથી રણછોડજીની એક મૂર્તિ મળી અને એ જૂની મૂર્તિને સ્થળે પધરાવવામાં આવી. આ પ્રમાણે દન્તકથા છે. ડાકોરની મૂર્તિ મૂળ દ્વારકાંથી આવી હશે એટલું સત્ય આ દન્તકથામાં હોવાનો સંભવ છે. પણ આ બનાવ કયારે બન્યો ? એ પ્રશ્નનો ઉત્તર આપવો મુશ્કેલ છે. રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ સં. ૧૮૦૦ ની સાલ આપી છે (કાવ્યદોહન ભાગ ૭ પાનું ૩૮) પણ એમણે શા ઉપરથી એ સાલ આપી છે, એ સમજાતું નથી. ખેડા ગેઝીટીયર (પા. ૧૬૭) માં ૧૧૫૫ ની સાલ લખી છે તે ઇસ્વી સન હશે. શા ઉપરથી એ સાલ લખી છે તે એમાં જણાવ્યું નથી. પણ કવિ ગોપાલદાસે,—

" સંવતસેં વિક્રમહે બારોતરાબાર, પુષ્ય નક્ષત્ર જોગ સીધો વાર;
કારતક શુદી પુનમને ગુરૂવાર, અમૃત ચૌઘડીયે પ્રભુજી પધાર્યા નિરધાર "

( કાવ્યદોહન ભા. ૭ પા. ૮૦૧ ) એ રીતે વિ. સં. ૧૨૧૨ ની સાલ આપીછે; તે ઉપરથી ગેઝીટીયરમાં ૧૧૫૫ લખી હશે એમ અનુમાન થાયછે. આટલા જૂના કાળમાં દ્વારકાંથી આ મૂર્તિ ડાકોર આવી હોય એમ માનવા માટે આ દન્તકથા ઉપરાંત બીજાં ચોક્કસ પ્રમાણની જરૂર છે. ડાકોરનું હાલનું મન્દિર તો પેશ્વાના શરાફ, સતારાના, ગોપાળ જગન્નાથ તાંબેકરે ઇ. સ. ૧૭૭૨ માં બંધાવ્યું છે. ( ખેડા ગેઝીટીયર પા. ૧૬૮ ). ડાકોરનું મન્દિર અસાંપ્રદાયિક છે. જૂના કાળના પૌરાણિક વૈષ્ણવ ધર્મના અવશેષરૂપ છે એ ઉપર કહ્યું છે. પણ ડાકોરની પ્રખ્યાતિ દ્વારકાં જેટલી નથી. દ્વારકાં ભારતવર્ષનું તીર્થસ્થળ છે ત્યારે ડાકોર ગુજરાતનું તીર્થ છે. ડાકોરજીમાં આશ્વિન પૂર્ણિમાએ તથા કાર્તિક પૂર્ણિમાએ મોટા મેળાઓ ભરાયછે.

ઇ. સ. ૧૫ મા શતકમાં વૈષ્ણવ ધર્મ સંબન્ધી ઘણી પ્રવૃત્તિ ગુજરાતમાં થઇ હતી. એ શતકના અવશેષો વિષે ઉપર સૂચન કર્યું છે. પણ એ શતકને ઉજ્જવળ કરનાર તો વૈષ્ણવ કવિ નરસિંહ મહેતા છે. એજ શતકમાં દક્ષિણમાં પુષ્ટિમાર્ગના પ્રચારક વલ્લભાચાર્યનો અને બંગાળામાં ચૈતન્યનો જન્મ થયો હતો. ગુજરાતના નરસિંહ મહેતા એ બેયથી જૂના છે. અલબત્ત નરસિંહ મહેતાએ કોઇ મત ચલાવ્યો નથી. ગુજરાતમાં રામાનુજ, મધ્વ કે વલ્લભ જેવા કોઇ વૈષ્ણવ મતપ્રવર્તક આચાર્ય જન્મ્યાજ નથી. પણ નરસિંહ મહેતા જેવા ભક્ત કવિએ ગુજરાતમાં વિષ્ણુભક્તિનો પ્રચાર કરવામાં જે કાર્ય કર્યું છે, તેની કિંમત તદ્દન જુદી જાતની છે. વલ્લભ સંપ્રદાય ગુજરાતમાં વ્યાપક થયા પછી પણ જૂના વૈષ્ણવ કવિઓના મતની અસર સામાન્ય જનસમૂહનાં હૃદયમાંથી ઓછી થઇ નથી. ૧૫ મા શતકમાં અનેક વૈષ્ણવ કવિઓ થયા છે. આ કવિઓ કોઇ સંપ્રદાયના અનુયાયી ન હતા. એમની વિષ્ણુભક્તિનું મૂળ ભાગવત જેવાં પુરાણોમાં અને ગીતગોવિન્દ જેવાં કાવ્યોમાં મળેછે. શ્રીમદ્ભાગવતનો પ્રચાર ગુજરાતમાં ઘણો વ્હેલો થયો હતો અને ગીતગોવિન્દ પણ ૧૩

માં શતકમાં ગુજરાતમાં આવી ગયું હતું, એમ સારંગદેવના લેખથી જણાય છે. વળી તે પ્હેલાં બારમા શતકના પ્રખ્યાત જૈન વિદ્વાન હેમચન્દ્રનાં વ્યાકરણમાં આપેલાં પ્રાકૃત ઉદાહરણોમાં રાધાકૃષ્ણની પ્રીતિના ઉલ્લેખો વાળા શ્લોકો છે. એ ઉપરથી રાધાકૃષ્ણની પ્રીતિ જયદેવે ગાઇ તે પ્હેલાં ગુજરાતના કવિઓએ અપભ્રંશમાં ગાઇ હતી, એમ રા. રા. કેશવલાલભાઇ કહે છે. (જુઓ બીજી સાહિત્ય પરિષદ્‌નો રીપોર્ટ.) આ રીતે તો રાધા-કૃષ્ણની પ્રીતિનાં કાવ્યો કરવાનો પ્રવાહ ૧૫ મા શતકથી જૂનો જણાયછે. ભાગવત, ગીતગોવિન્દ, વિષ્ણુભક્તિકલ્પલતા જેવા એ વખતે ગુજરાતમાં વંચાતા ભક્તિના સંસ્કૃત ગ્રન્થોની તથા ગુજરાતનાજ જૂના કવિઓની અસરમાં ઉછરેલા ૧૫ મા શતકના વૈષ્ણવ કવિઓમાં, નરસિંહ મ્હેતા સર્વથા તારાઓમાં ચંદ્ર પેઠે, અગ્રસ્થાને વિરાજે છે. એની ભક્તિ, એની કવિતા અને એની અસર અન્યથી વિલક્ષણ છે.

નરસિંહ મહેતાનો જન્મ વિ. સં. ૧૪૬૯-૧૪૭૧માં જૂનાગઢ પાસે તળાજામાં થયો હતો, અને એમના જીવનનો મોટો ભાગ જૂનાગઢમાં ગયો હતો. આ બેય સ્થળોએ એમના જન્મ વખતે વૈષ્ણવ ધર્મનો પ્રચાર હતો. નરસિંહ મહેતાના પિતાનું નામ કૃષ્ણદામોદર અને પિતામહનું નામ વિષ્ણુદાસ હતું એની માતાનું દયાકોર અને એક ભાઇનું નામ બંસીધર કે વણુસીધર હતું. વિષ્ણુદાસ ઘણુંકરી નાગર ગૃહસ્થ હતા. અને જૂના-ગઢ પાસે કુતિયાણામાં મુત્સદ્દીનું કામ કરતા હતા. પણ વિષ્ણુદાસના મરણ પછી કૃષ્ણુદાસને ધંધા વગર રખડવું પડયું હતું. કૃષ્ણુદાસની પાછલી ઉમ્મરમાં નરસિંહ મહેતાનો જન્મ થયો હતો. કૃષ્ણુદાસની હયાતીમાંજ તેના બીજા પુત્રો અને એક પુત્રી મરણ પામેલાં. કૃષ્ણુદાસને કેટલા પુત્રો હતા એ બાબત તથા નરસિંહ સિવાય બીજાના નામ બાબત કાંઇક મત-ભેદ છે. તેમજ નરસિંહ મહેતા જે ભાઇ સાથે રહેતા તે સગો ભાઇ હતો કે પિત્રાઇ એ પણ નક્કી નથી. નરસિંહની ત્રણ વર્ષની ઉમ્મરે એનો બાપ મરણ પામેલો જણાયછે. એથી એની મા પોતાના બાળક પુત્ર સાથે નરસિંહના કાકા પર્વતદાસની સાથે જઇ રહી હતી. નરસિંહ બાલ્યાવસ્થામાં બહુ ભણ્યા હોય એમ જણાતું નથી. નરસિંહનો, અગ્યા-રમે વર્ષે, તે વેળાના મંડળિક રાજાના દિવાનની દીકરીની દીકરી સાથે

વિવાહ થયો હતો, પણ નરસિંહ સાધુ સન્તોમાં પડયા રહેતા હોવાથી એ સાટું તૂટયું. એજ વર્ષમાં વિ. સં. ૧૪૮૭ માં મજેવડીના એક નાગર ગૃહસ્થ રઘુનાથ પુરૂષોત્તમની દીકરી માણેક સાથે એનાં લગ્ન થયાં. વિ. સં. ૧૪૮૮માં નરસિંહના કાકા પર્વતદાસ મરણ પામ્યા. હવે નરસિંહને કાંઇ આધાર રહ્યો નહિં. છતાં નરસિંહ જોઇએ તેવા ઉદ્યમી થયા નહિં અને સાધુ સન્તોના ટોળામાં ફર્યા કરતા અને એના ભાઇ (સગા કે પિત્રાઇ) સાથે રહેતા, આથી એની ભોજાઇનાં મેણાં ઘણીવાર સાંભળવાં પડતાં. કોઇ ધન્ય પળે ભાભીનું મ્હેણું નરસિંહ મહેતાથી સહન ન થયું અને એ જંગલમાં ચાલ્યા ગયા અને કોઈ સાધુએ બતાવેલા ક્રમ પ્રમાણે, જૂનાગઢથી દૂર ગોપનાથ મહાદેવમાં ૧૭ વર્ષની ઉમ્મરે તપશ્ચર્યા કરવા મંડયા. કહે છે કે નરસિંહની શુદ્ધ નિષ્ઠાથી અને તપશ્ચર્યાથી મહાદેવ પ્રસન્ન થયા અને મહાદેવની કૃપાથી નરસિંહ મહેતાએ દ્વારિકેશ કૃષ્ણનાં દર્શન કર્યાં તથા એની રાસક્રીડા જોઇ. પછી, એક મહિને નરસિંહ મહેતા પાછા ઘેર આવ્યા અને ફરી ભાઇ ભોજાઇ સાથે રહેવા લાગ્યા. અને એની સ્ત્રી માણેક પણ હવે વયમાં આવેલી હોવાથી મહેતાજીનાં ભાઇ ભોજાઇને ઘેર રહેવા આવી. બેય માણસ ધંધા વગર બેઠાં બેઠાં ખાય એ ગરીબ ભાઇ ભોજાઇને પરવડે એમ ન હતું અને અન્તે પોતાની સાધ્વી સ્ત્રીના અને અન્ય સંબન્ધીઓના આગ્રહથી નરસિંહ મહેતાએ જુદું ઘર માંડયું હતું. મહેતાજી તો જુદું ઘર માંડયા છતાં એની ચિન્તા કરતા નહોતા પણ સંસારનો સર્વ ભાર પ્રભુ ઉપર નાખી દઇને પોતે જાતે પ્રભુ ભક્તિમાં મગન રહેતા તથા સાધુ સન્તોની ભજન મંડળીમાં ફરતા અને કીર્તનો કરતા. આ વખતે એમનો નિભાવ બહુ મુશ્કેલીથી થતો હશે. પણ રા. રા. કીકાણી કહે છે કે "છેલ્લા મંડળિકની માતા વૈષ્ણવ ધર્મ પાળતી હતી, રાજા શિવમાર્ગી હતો પણ તે કાચા કાનનો હતો એટલે બીજાના ભંભેરવાથી વૈષ્ણવોનો દ્વેષીલો બન્યો હતો. આવા કટાકટીના સમયમાં નરસિંહની ભક્તિભાવના સાંભળીને રાજમાતાએ તેને મળવા બોલાવ્યો હશે અને તે પોતે તેના અન્નવસ્ત્રની તપાસ લેતી હશે." નરસિંહ મહેતાને ૨૫ મે વર્ષે એક પુત્રી થઇ જેનું નામ કુંવરબાઇ પાડયું અને વિ. સં. ૧૪૯૭ માં શામળશાહનો જન્મ

થયો. કુંવરબાઇનાં લગ્ન વિ. સં. ૧૫૦૩ માં થયાં જણાય છે, એને ઘણું-કરી ઉના ગામના શ્રીરંગ મહેતાના પુત્ર સાથે પરણાવી હતી. વિ. સં. ૧૫૦૬–૭ માં મહેતાની સાધ્વી સ્ત્રી માણેક મહેતી મરણ પામી અને તે પછી થોડે વખતે એનો પુત્ર શામળદાસ મરણ પામ્યો. આમ સર્વ સાંસારિક સંબન્ધો કાળબળથી છૂટી જતાં નરસિંહ પોતાના ઇષ્ટ કાર્ય માટે સર્વથા સ્વતન્ત્ર થયા અને કૃષ્ણપ્રીતિનાં પદો રચતા રચતા વિ. સં. ૧૫૩૭ ઇ. સ. ૧૪૮૧ માં મરણ પામ્યા, (ઉપરનો નરસિંહ મહેતાના ચરિત્રનો સાર ગુજરાતી પ્રેસ તરફથી પ્રગટ થયેલા નરસિંહ મહેતા કૃત-કાવ્ય સંગ્રહ (૧૯૧૩) માં આપેલા ચરિત્ર ઉપરથી લખ્યો છે).

નરસિંહ મહેતા વૈષ્ણવ ધર્મના આચાર્ય ન હતા પણ વિષ્ણુભક્ત હતા એ ઉપર કહ્યુંજ છે. એમણે ભક્તિના આવેશમાં ગુજરાતી ભાષામાં પદો રચ્યાંછે અને ગાયાંછે. એની ભકિતનો પ્રવાહ કયા મૂળમાંથી આવેલો એ ઉપર કહ્યુંજ છે; એ રીતે નરસિંહ રામાનુજાદિ કોઇ મતના અનુયાયી નથી. એની પહેલાંના મરાઠી સન્ત નામદેવ પેઠે અને એના સમકાલિન કબીર સાહેબ પેઠે નરસિંહ મેહેતા નાત જાતનો ભેદ ગણતા નથી. અહિં એટલું યાદ રાખવાની જરૂર છે કે નામદેવ અને કબીર બેય જાતે હલકા વર્ણમાં જન્મ્યા હતા, એટલે આ માન્યતાથી એમને ખાસ કાંઇ નુકસાન ન હતું, પણ નરસિંહ મહેતો ઉંચા વર્ણના–નાગર–હોવાથી આ મતને વળગી રહેવામાં એમને ઘણું શોષવું પડયું હશે. બીજા નાગરો તરફથી એને ઘણી કનડગત થતી હશે, છતાં મહેતા, ઢેઢ હો કે ગમે તે હો પણ જે ભકત હોય તે પોતાનો બન્ધુ છે એમ માનતા જણાય છે. ઢેઢને આંગણે આખી રાત, દ્રઢ ભકિતવાળા ઢેઢો સાથે કીર્તન કરીને સવારે પાછા વળતાં, પોતાને ઠપકો આપતા નાગરોને એ કહે છે કે.

એવારે અમો એવારે એવા તમે કહો છો વળી તેવારે,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વ્હાલારે.
હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલારે.

(નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ પા. ૪૭૧).

તથા,– દૂર મતિયાં ડાહ્યાં થઈ આવે, શાણાં થઇ સમજાવે રે
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે
આપણા કુળમાં કોઇએ ન કીધું, તે આપણ કેમ કરીએ રે.
કુળને તજશે ને હરિ ભજશે, સેહેશે સંસારનું મેહણું રે

(પા. ૪૯૦)

આ પદ નરસિંહ મહેતાએ, કીર્તન માટે ગમે તે વર્ણના વેરાગીઓ સાથે ન ભળવા સમજાવતા પોતાના સંબન્ધીઓને કહ્યાં હોય એમ મનાય છે.

નરસિંહ મહેતાના કાવ્યોનો કેટલોક ભાગ એના પોતાના જીવન સાથે સંબદ્ધ છે પોતાની વિષમ સ્થિતિમાં પરમાત્માએ કરેલી સહાયનાં વર્ણનરૂપ હારમાળા અને સામળદાસનો વિવાહ છે. મહેતાને જેમ પ્રભુએ અનેક વિકટ પ્રસંગે સહાય કરી હતી તેમ જુના કાળમાં સુદામાને કરેલી; સુદામાની અને પોતાની સ્થિતિમાં ઘણું સામ્ય હોવાથી મહેતાને એ પૌરાણિક કથા ઘણી રૂચી ગઇ હશે, અને એમણે સુદામા ચરિત્ર નામનું સુન્દર કાવ્ય રચ્યું. આ જાતનાં કાવ્યોમાં એ વખતના ભકતોની બાહ્ય અને આન્તર સ્થિતિનું તથા પ્રભુ ઉપરની એમની શ્રદ્ધાનું સ્પષ્ટ પ્રતિબિંબ દેખાયછે. આવાં કાવ્યોએ લોકમાં પરચા ઉપર શ્રદ્ધા વધારી હશે.

નરસિંહ મહેતાની કવિતાનો બીજો મોટો વિષય કૃષ્ણની ગોકુલ ક્રીડાનો છે. ભાગવતમાં કહેલા કૃષ્ણની બાલક્રીડાના પ્રસંગોને જે રીતે બ્રહ્મવૈવર્ત પુરાણમાં અને તે પછી જયદેવે ગીત ગોવિન્દમાં કલ્પનાથી વિસ્તાર્યાછે તે રીતે નરસિંહ મહેતાએ ગોકુળની, ગોપીઓ સાથેની અને અન્ય ક્રીડાઓનાં ઘણાં કાવ્યો કર્યાંછે. નરસિંહ મહેતા, આ વિષયમાં પોતે જયદેવના ઋણી હોવાનું સ્વીકારેછે. એ કહેછે કેઃ—

"એક જાણોછો વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધોરે,
ઉગતો રસ અવની ઢળતો નરસૈંયે તાણીને લીધોરે."

(કાવ્ય સંગ્રહ પા. ૨૬૯)

સુરત સંગ્રામ, દાણલીલા, રાસ સહસ્રપદી, શૃંગારમાળા, ચાતુરી છત્રીશી, ચાતુરી શોડષી વગેરે કાવ્યો આ જાતનાં છે. લોકસમૂહ ઉપર આ કાવ્યોએ ઘણી અસર કરીછે. હૃદયની કોમળ સ્નેહવૃત્તિઓને કેળવવા માટે તથા અગમ્ય, અગોચર છતાં ભક્ત માટે મનુષ્યરૂપે ગોચર થતા પ્રભુ તરફ એ વૃત્તિઓને વાળવા માટે, નરસિંહ મહેતાએ, ઉપર કહેલી વૈષ્ણવ ભક્તિમાર્ગની પરંપરાને અનુસરીને આ માર્ગ લીધો. બંગાળામાં ચૈતન્યે અને તેના શિષ્યોએ પણ એજ માર્ગ લીધોછે. વલ્લભાચાર્યે અમુક તત્ત્વજ્ઞાન અને પ્રભુની તનુસેવાનો પ્રકાર સ્વીકારેલછે ખરો, પણ કૃષ્ણભક્તિના વિકાસ માટે ગોકુળ લીલાનું આ રીતે કીર્તન એમને પણ માન્ય છે.

નરસિંહ મહેતાએ મોટે ભાગે ગોપીઓ સાથે ખેલતા બાળક કૃષ્ણનું ગાન કર્યું છે એ ખરૂં છે, પણ પ્રભુના પારમાર્થિક સ્વરૂપનું એને ભાન ન હતું એમ નથી.

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરી, જૂજવેરૂપે અનન્ત ભાસે.
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે.
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખદે, કનક કુંડલ વિષે ભેદ ન્હોય.
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય."

તથા—

જળ હળ જયોત ઉદ્યોત રવિકોટમાં હેમની કોર જ્યાં નીસરે તોલે.
સચ્ચિદાનન્દ આનન્દ ક્રીડા કરે સોનાનાં પારણામાંહી ઝૂલે.
બત્તિ વિણ તેલ વિણ સૂત્ર વિણ જો વળી, અચળ ઝબકે સદા અનળ દીવો.
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, વણ જીહ્વાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશી એ નવજ જાએ કળ્યો, અરધ ઉધરની માંહે મહાલે
નરસૈયાનો સ્વામી સકલ વ્યાપી રહ્યો પ્રેમના તંતમાં સન્ત ઝાલે"

( નરસિંહ મહેતા કૃત કા. સં. પા. ૪૮૪. )

સકલમાં વ્યાપી રહેલા આ અવિનાશી ઇશ્વરને પ્રાપ્ત કરવાનું સાધન ભક્તિજ છે એમ ઉપરના પદમાં તથા બીજાં અનેક પદોમાં નરસિંહ મહેતાએ સ્પષ્ટ કહ્યું છે. વર્ણાશ્રમના ધર્મ, નિત્ય નૈમિત્તિક કર્મ એ બધું જ્યાં સુધી ભક્તિ હૃદયમાં ન પ્રગટે ત્યાં સુધીજ કરવાનું છે.

વર્ણના ધર્મને, કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો.
શ્રી રાધિકા કૃષ્ણ ભજ સચ્ચિદાનન્દને, તેથી નથી કાંઇ ધર્મ આઘો.
મનુષ્યને કર્મ કરવાં ઘટે ત્યાં લગી, જ્યાં લગી ભક્તિનો ભેદ અળગો.
સકલ સાધનનું શ્રીહરિ નામ છે, પાર પામ્યા કોઇ સન્ત પૂરા,

... ... ... ... ... ... ...

ભણે નરસૈંયો એ નામને આશરે, નામને મૂર્તિમાં લીન રહીએ."

( પા. ૪૮૩. )

ભક્તિ માટે મહેતા દેહને પણ ગણતા નથી,

" ભક્તિ કારણ મારો દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે."

( પા. ૪૮૦. )

ભક્તિ પ્રભુની કૃપાથી પ્રાપ્ત થાય છે; એ આપે છે ત્યારે હૃદયમાં પ્રગટે છે; મતલબ કે પોતાના બળથી-સાધનોથી પ્રાપ્ત થતી નથી એમ મહેતા માને છે.

" મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો,
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનિશ રહેજો."

( પા. ૪૮૩. )

નરસિંહ મહેતા નવધાભક્તિ( શ્રવણ, કીર્તન વગેરે ભાગવતોક્ત )થી પર જે પ્રેમલક્ષણા ભક્તિ તેના ઉપર બહુ જોર આપે છે અને હૃદયમાં એ પ્રગટાવવાની ઇચ્છાથીજ ગોપીઓના પ્રેમનું પરિશીલન, હૃદયમાં તથા કાવ્યોમાં, કરેછે. ગોકુલની ક્રીડાનાં કાવ્યો એ દૃષ્ટિથી જોવાનાં છે.

" સત્ય અનન્તજ જેહને કહીએ, તે નવધાથી ન્યારોરે,
નવધામાં તો નહિં નરવેડો દશધામાં દેખાશે રે,
અચવો રસ છે એહની પાસે તે પ્રેમી જન પાશેરે."

( પા. ૪૯૧. )

પરમાત્માનું સ્વરૂપ પીછાણ્યા વગર ટીલાંટપકાં તથા તુળસીમાળા ધારણ કરીને ભકત-હરિજન ગણાવા ઇચ્છનારાઓને મહેતા પિંડમાં રહેલા પ્રભુને પારખવાની જરૂર સબળ રીતે દર્શાવેછે.

"હરિને જાણ્યા વિના હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે."

... ... ... ... ... ... ... ...

પિંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહિં, ફોકટ ભમે તે દૂર ભાળે."

( પા. ૪૮૪. )

ભકતોની વાસના મુકિત માટે નહિં પણ ભકિત માટેજ હોય છે એ જૂનો સિદ્ધાન્ત નરસિંહ મહેતા નીચેના શબ્દોમાં સ્વીકારેછે.

" ચતુરધા મુકિત તે જૂજવી જુકિતની, તાહરા તેહને તે નવ રાચે,
બેહુ કરજોડીને નરસૈયો વીનવે જન્મોજન્મ તારી ભકિત રાચે."

( પા. ૪૭૭. )

૧૫ મા શતકને ઉજ્જવળ કરનાર તો નરસિંહ મહેતાજ છે પણ એ શતકમાં બીજા અનેક કવિઓએ સીધી કે આડકતરી રીતે વિષ્ણુ ભકિતના પ્રચારમાં સહાય કરી છે. વિ. સં. ૧૪૯૫ માં જન્મેલા કવિ ભાલણ નરસિંહ મહેતાના સમકાલિન છે. એઓના ધાર્મિક મન્તવ્ય માટે કાંઇક મતભેદ છે. છતાં પ્રમાણોનો ઝોક એમને ( ઉત્તરકાળમાં ) વૈષ્ણવ માનવા-ની ફરજ પાડે છે. પણ નરસિંહ મહેતા જ્યારે કૃષ્ણભકત હતા ત્યારે ભાલણ રામભકત હતા. ( જુઓ સમાલોચક, સપ્ટેમ્બર ૧૯૧૫.) ભાલણે રામાયણ લખ્યું છે તથા ભાગવત દશમ સ્કન્ધનો અનુવાદ કર્યોછે. સંસ્કૃત ન જાણનારા સાધારણ લોકોને સંસ્કૃત ગ્રન્થોના તત્ત્વનો રસ ચખાડવો એને એ વખતના વિદ્વાનો તથા કવિઓ પોતાનું કર્તવ્ય માનતા. તદનુસાર ભાલણે ઉપરોકત ગ્રન્થો લખ્યાછે. પણ ભક્તિને પુષ્ટ કરનારા ગ્રન્થો પસંદ કર્યા; એટલું ગુજરાતના વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં એમનું સ્થાન છે.

૧૫ મા શતકનાજ એક બીજા કવિ કેશવદાસે પણ ભાગવતનો દશમ સ્કન્ધ ગુજરાતી કવિતામાં લખ્યોછે. આ કવિ કેશવદાસ જાતે કાયસ્થ હતા અને વેરાવળ પાસે પ્રભાસપાટણમાં રહેતા હતા. કેશવદાસે વિ. સં.

૧૫૨૯ માં દશમ સ્કન્ધ લખ્યોછે. ( આ ગ્રન્થ શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી છપાયછે. )

આજ અરસામાં વિ. સં. ૧૫૪૧ ( ઇ. સ. ૧૪૮૫ ) માં ભીમ નામના કવિએ બોપદેવ કૃત હરિલીલા શોડષકલાનો, સિદ્ધપુરમાં રહીને ગુજરાતીમાં અનુવાદ કર્યોછે. હરિલીલા શોડષકલા મૂળ ભાગવતની કથા ઉપરથી કરેલો ગ્રન્થ છે. આ ભીમ પોતાના ગ્રન્થમાં દરેક કળાને અન્તે પોતાને વિષ્ણુદાસ કહે છે.

બીજા વૈષ્ણવ કવિઓ થયા હશે પણ એમાંથી કોઇની વ્હોળી અસર દેખાતી નથી. ખરી રીતે નરસિંહ મહેતાનાં વ્યાપક તેજમાં બધા તારાઓ તિરોહિત થઇ ગયાછે, માટે એ વખતના કવિઓની ઝીણી તપાસ કરવાનું મૂકી દઇને વૈષ્ણવ સંપ્રદાયોની અસર તપાસીએ.

## સંપ્રદાયોની ગુજરાત ઉપર અસર.

પ્રથમ સંપ્રદાય રામાનુજની અસર ગુજરાત ઉપર પ્હેલ વ્હેલી કયારે થઇ એ જાણવાનું કાંઇ સાધન નથી. રામાનુજાચાર્ય જાતે દિગ્વિજય કરતા કરતા ગુજરાતમાં આવ્યા હોય એવું જણાતું નથી. પણ લાંબા વખત પ્હેલાં રામાનુજ સંપ્રદાય ગુજરાતમાં આવ્યો હશે એમ તર્ક થાયછે. કારણ કે એ સંપ્રદાયના અનેક ગ્રન્થો ૪૦૦-૫૦૦ વર્ષના જૂના ગુજરાતમાંથી મળ્યાછે. પણ વલ્લભ સંપ્રદાયનું ગુજરાતમાં જોર થયા પછી રામાનુજ સંપ્રદાય ક્ષીણ થઇ ગયો હશે. છતાં ગુજરાતમાં હજી કેટલાંક કુટુંબો રામાનુજી છે. ખીજડા મન્દિર નામનો એક વૈષ્ણવ દેખાતો પન્થ કાઠિયાવાડના કેટલાક ભાગમાં ચાલે છે; એ રામાનુજ મતનો કે કોઇ બીજા મતનો ફાંટો હશે.

મધ્વ અને નિમ્બાર્ક સંપ્રદાયોની કાંઇ અસર થઇ હશે તો એ જીવતી રહી નથી. એ સંપ્રદાયોનાં થોડાં પુસ્તકો જૂના ભંડારોમાંથી મળેછે એ ઉપરથી કોઇક એના અનુયાયી જૂના કાળમાં હશે એમ અનુમાન થાયછે.

બંગાળાના કૃષ્ણ ચૈતન્ય યાત્રા કરતા કરતા ગુજરાતમાં આવ્યા હતા અને ગુજરાતમાં કેટલાક લોકોએ એમનો મત સ્વીકાર્યો હતો એમ એના ચરિત્ર લેખકો કહેછે. ( ગુજરાતની એમની યાત્રાના ટુંકા વૃત્તાંત માટે

જુઓ સમાલોચક ૧૯૧૫ પા. ૧૯૮.) આ રીતે ચૈતન્યના ગુજરાતના પ્રવાસથી ગુજરાત ઉપર જે અસર થઇ હશે તે એ મતના તથા વલ્લભમતના સામ્યમાં ગળી ગઇછે. એટલે એ મતનો પ્રવાહ ચાલુ રહ્યો નથી. પણ હમણાં કેટલાક ચૈતન્યના ભકતો ગુજરાતમાં દેખાયછે. વતમાન બંગાળી પ્રકાશ સમગ્ર ભારત વર્ષને અમુક રીતે છાઇ રહ્યોછે. ગુજરાતમાં ચૈતન્ય ભકતોને ઉત્પન્ન કરનાર પણ એ પ્રકાશજ જણાયછે.

વલ્લભાચાર્યે અનેકવાર દિગ્વિજય કર્યો હતો અને ગુજરાતમાં પણ ત્રણ ચાર વાર આવ્યા હતા. ગુજરાતનાં અનેક મોટાં શહેરો અને ન્હાનાં ગામડાંઓમાં એ ફર્યા હતા. ૧૫ મા શતકની વેગવાળી અનેક વૈષ્ણવ હીલચાલોથી ગુજરાત વૈષ્ણવ માર્ગ સ્વીકારવા તત્પર થઇ ગયું હતું. ૧૦ મા શતકથી જોરમાં આવતી જતી વિષ્ણુભકિત ૧૫ મા શતકમાં પૂરજોરમાં આવેલી અને અનેક રસ્તે ઉભરાતી હતી એ આપણે આગળ જોઇ ગયા છીએ. પણ ભાગવત જેવા પુરાણોએ ગીતગોવિન્દ જેવાં કાવ્યો એ કે નરસિંહ મહેતા જેવા ભકત કવિઓ એ માત્ર ભકિતને જગાડી પણ એને ચાલવા માટે સામાન્ય લોકોને પણ અનુકૂળ આવે એવો કોઇ રસ્તો—ચીલો બનાવ્યો નહિં. વલ્લભાચાર્યે એ રસ્તો બનાવ્યો. ગુજરાતની વેપારી વસ્તીને એ રસ્તો ફાવી ગયો. વલ્લભાચાર્યના વખતમાંજ–૧૬ મા શતકના આરંભમાંજ ગુજરાતમાં વલ્લભાચાર્યને અનેક અનુયાયીઓ મળ્યા હતા અને પછી પણ બહુ ઝડપથી ગુજરાતમાં, વલ્લભ મત પ્રસરી ગયો. બીજા વૈષ્ણવ મતો ઝાંખા પડીને ક્ષીણ થઇ ગયા અને એકાદ શતકમાંજ વલ્લભમતનું ગુજરાતમાં એવું જોર થઇ ગયું કે વૈષ્ણવ મતનો પર્યાયજ વલ્લભમત મનાવા લાગ્યો. સ્થળે સ્થળે વલ્લભ મતનાં મન્દિરો ઉભાં થયાં. ન્હાનાં ન્હાનાં ગામડામાં પણ મહાપ્રભુજીની બેઠક અને ન્હાનું મન્દિર દેખાવા લાગ્યાં. ટુંકામાં વલ્લભમતનું ધામજ ગુજરાત થઇ ગયું. આ રીતે ગુજરાતના વૈષ્ણવ ધર્મે નિશ્ચિત રૂપ પકડી લીધું, તે પછીના એના ઇતિહાસમાં વલ્લભમતનાં મન્દિરો, અને વલ્લભાચાર્યના ગુજરાતવાસી વારસોએ તથા એ મતના બીજા વિદ્વાન અનુયાયીઓએ કરેલી સાહિત્ય પ્રવૃત્તિ મ્હોટું સ્થાન રોકે છે, પણ એનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. વલ્લભ

મતના ઈતિહાસમાંજ એનાં સવિસ્તર વર્ણનને સ્થાન મળી શકે. માટે આપણે તો ૧૬ મા શતકમાં તથા એ પછી વિષ્ણુભકિતના બીજા જે જે વાયુઓ આ દેશમાં વાયા તેનુંજ ટુંકું અવલોકન કરી લેશું.

જેમ સંપ્રદાયોની-( મુખ્યત્વે વલ્લભ સંપ્રદાયની ) ગુજરાત ઉપર ઘણી અસર થઇ છે તેમ સન્તોની અસર પણ ગુજરાત ઉપર કેટલેક અંશે થઇ દેખાય છે. નરસિંહ મહેતાને સન્ત કહી શકાય અને એ રીતે ગુજરાતના વૈષ્ણવ સન્તોના ઇતિહાસની શરૂઆત મહેતાથીજ કરવી જોઇએ. આપણે એનું જીવન અને એનો ઉપદેશ પૂર્વે જોઇ ગયા છીએ; એટલે આગળ ચાલશું. મહેતાના સમકાલિન કાશીના કબીર સાહેબનો શબ્દ ગુજરાતમાં પણ સંભળાયો છે. ગુજરાતમાં કેટલેક સ્થળે છૂટા છવાયા કબીર પન્થીઓ છે. ભરૂચમાં કબીર પન્થીઓનું કબીરજીનું સ્થાનક છે. ભરૂચથી આઠ મૈલ દૂર શુકલતીર્થ પાસે નર્મદાના એક બેટમાં કબીરવડ નામનો મ્હોટો વડ છે. કબીરના ગુરૂ રામાનન્દ જાતે ગુજરાતમાં આવ્યા હશે એમ કહેવાતું નથી. પણ એ પરંપરાના સાધુઓએ ગામડાંઓમાં ઉભાં કરેલાં ઘણાં રામાનન્દી મન્દિરો જોવામાં આવેછે. આ રીતે રામાનન્દ–કબીરની ગુજરાત ઉપર અસર થયેલી દેખાય છે. રામાનન્દના એક બીજા શિષ્યે પણ ગુજરાત ઉપર ઘણી અસર કરીછે. રયીદાસજી રામાનન્દના શિષ્યોમાંના એક ગણાય છે. એમનો જન્મ કાશીમાં થયો હતો અને એમના સત્સંગનું સ્થાન પણ કાશીજ હતું. એમનો જીવન સમય ૧૫ મા શતકના પાછલા ભાગથી ૧૬ મા શતકના મધ્ય સુધી ગણાયછે. રયીદાસજી જાતે ચમાર ગૃહસ્થ હતા. એમણે ઉમ્મર ભર મોચીનું કામ કર્યું હતું. હિંદુસ્થાનના ઘણા ભાગોમાં અને ખાસ ગુજરાતમાં તો એમના ઘણા અનુયાયીઓ છે. હરિમાં નીતિવાળી પ્રેમભકિતનાં કાવ્યો રયીદાસે ગાયાંછે. ગુજરાતનાં ઘણાં ગામડાંઓમાં નિરક્ષર ગામડીયાને મોઢેથી રયીદાસનાં પદો સાંભળતાં, કાશીના આ સન્તે ગુજરાત ઉપર કેટલી અસર કરી હતી એનો ખ્યાલ આવે છે. ( એમના ચરિત્ર તથા કાવ્યો માટે જુઓ સન્તબાની સંગ્રહ).

૧૬ મા શતકમાં સહુથી આગળ પડતું નામ મીરાંબાઇનું છે. મીરાંબાઇ મેડતાના રાઠોડ રત્નસિંહનાં પુત્રી હતાં. એનો જન્મ વિ. સં. ૧૫૬૦

ઇ. સ. ૧૫૦૪ માં થયો હતો. એમને ચીતોડના રાણા સંગ્રામસિંહના પુત્ર ભોજરાજને પરણાવ્યાં હતાં. બાલ્યકાળમાંજ એ વિધવા થયાં અને પછી ભજન કીર્તનમાં કાળ ગાળતાં. એનાં પીયરનાં નિકટ સંબન્ધીઓ વૈષ્ણવ હોવાથી મીરાંબાઇ પણ વૈષ્ણવ ધર્મી થયાં હતાં અને એ કારણથી તથા મીરાંની સાધુ સંગતથી એનાં શૈવ સાસરીયાં તરફથી વારંવાર કનડગત થતી હશે. મીરાંબાઇ યાત્રાર્થે વૃંદાવન, મથુરાં તથા દ્વારકાં ગયાં હતાં, અને દ્વારકાંમાંજ રણછોડજીની સારૂપ્યમુકિત પામ્યાં એમ કહેવાયછે. ( મીરાંના ચરિત્ર માટે જુઓ કાવ્યદોહન ભા. ૭ માં છપાયેલું રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ લખેલું મીરાંનું ચરિત્ર. ) મીરાંએ કૃષ્ણ ભક્તિનાં, કૃષ્ણની ગોકુલ ક્રીડાનાં અનેક પદો રચ્યાંછે. કેટલાંક બીજાનાં કાવ્યો પણ ભ્રમથી મીરાંના નામ ઉપર ચડી ગયાં છે. મીરાંનો વૈષ્ણવ ધર્મ નરસિંહ મહેતાને મળતો છે. ચૈતન્યના શિષ્ય રૂપગોસ્વામીને મીરાંબાઈ વૃંદાવનમાં મળેલાં કહેવાયછે. પણ એટલા ઉપરથી એ ચૈતન્યનાં અનુયાયી હોય એમ માનવાનું કાંઇ કારણ નથી. ગુજરાતના સાધારણ જનસમાજની કૃષ્ણ ભકિત ઉપર મીરાંનાં, અને મીરાંનાં કહેવાતાં, પદોએ ઘણી અસર કરી છે.

૧૬ મા શતકમાંજ ગુજરાતમાં પણ એક સન્તનો જન્મ થયોછે. દાદુ દયાળનો જન્મ અમદાવાદમાં થયો હતો. એઓ જાતે બ્રાહ્મણ હતા એમ દાદુ પન્થીઓ કહેછે. એઓ છેવટ સુધી ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા. દાદુ દયાળનો જીવન સમય વિ. સં. ૧૬૦૧ થી ૧૬૬૦ સુધી ગણાયછે. અર્થાત્ એઓ અકબર બાદશાહના સમકાલિન હતા. એમનો સ્વભાવ અત્યન્ત દયાળુ હોવાથી તથા એમણે દયાનો ઘણો ઉપદેશ કરેલો હોવાથી દાદુ દયાળ નામથીજ એ પ્રખ્યાત થયાછે. દાદુના ગુરૂ માટે એમ કહેવાયછે કે બૂઢા સાધુના વેષમાં પરમ પુરૂષે જાતે દાદુ દયાળને ઉપદેશ આપ્યો હતો. એ પોતે એ વિષે નીચે પ્રમાણે કહેછેઃ—

**गैब माँहि गुरुदेव मील्या पाया हम परसाद**
**मस्तक मेरे कर धर्या देख्या अगम अगाध.**

દાદુ દયાળના ‘ શબ્દો ’માં બીજા સન્તોની વાણી પેઠે ‘ શબ્દ ’નો તથા સામાન્ય નીતિનો ઉપદેશ વધારે છે. છતાં પ્રભુ પ્રેમનો અને રામ-

નામનો મહિમા એણે પણ ગાયો છે અને એટલે અંશે દાદુ દયાળને વૈષ્ણવ સન્ત કહી શકાય. (દાદુ દયાળના ચરિત્ર માટે તથા એના શબ્દો માટે જુઓ સંતબાની સંગ્રહ). દાદુ પન્થના રાજપૂતાના, મારવાડ, પંજાબ, ગુજરાત વગેરે દેશોમાં કુલ બાવન પ્રસિદ્ધ અખાડાછે. દાદુ પન્થીઓમાં બે જાતના સાધુઓ હોયછે એક વિરક્ત, જે ગેરૂઆ રંગનાં વસ્ત્રો પહેરેછે અને બીજા ગૃહસ્થ જે સફેત કપડાં પહેરેછે અને ખેતી, નોકરી વૈદું વગેરે ધંધાઓ કરેછે.

ગુજરાતના કવિઓમાં મીરાંબાઇ પછી કવિતાનાં પ્રેરક બલ તરિકે વૈષ્ણવધર્મનું એટલું જોર રહ્યું નથી. ૧૮ મા શતકના, અખો, પ્રેમાનંદ, અને શામળ વગેરે કવિઓ નરસિંહ અને મીરાં જેવા ભક્ત કવિઓ નથી. વિશ્વનાથજાની, પ્રેમાનન્દ વગેરે કવિઓએ પૌરાણિક આખ્યાનોને ગુજરાતી ભાષામાં ઉતારીને તથા નરસિંહ મહેતા જેવા ભકતોનાં ચરિત્રો ગાઇને વૈષ્ણવ ભક્તિના પ્રચારમાં કાંઇક મદદ કરીછે ખરી, પણ આ ટુંકા ઇતિહાસમાં એનું સ્થાન નથી. પ્રેમાનંદ પછી અને દયારામ પ્હેલાં અનેક કવિઓ થઇ ગયા છે પણ વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં સ્થાન પામવા યોગ્ય તો ૧૯ મા શતક પછી દયારામભાઇજ થયાછે.

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવાની શરૂઆત કવિ શ્રી નરસિંહ મહેતાએ કરેલી અને એની પૂર્ણાહુતિ કવિ શ્રી દયારામ ભાઇએ કરી. નરસિંહ મહેતો ભકત કવિ હતા. તેમજ દયારામભાઇ પણ ભકત કવિ હતા. નરસિંહ મહેતાએ શ્રીમદ્ભાગવત અને શ્રીગીતગોવિન્દ જેવા ગ્રન્થોમાંથી વૈષ્ણવ ભકિતનું દોહન કર્યું હતું, ત્યારે દયારામભાઇ શ્રીમદ્ભાગવત ઉપર આધાર રાખનાર શ્રીવલ્લભમતના અનુયાયી હતા. દયારામભાઇએ વૈષ્ણવ ભક્તિનો કોઇ નવો પ્રકાર ઉપદેશ્યો નથી પણ વલ્લભ મત, જે ગુજરાતમાં પ્રસરી રહેલો હતો, તેનો સ્ત્રીઓમાં અને સામાન્ય લોકોમાં રમણીય કાવ્યોદ્વારા પ્રચાર કર્યો છે.

દયારામ ભાઇનો જન્મ વિ. સં. ૧૮૩૩ માં ડભોઇમાં મામાને ઘેર થયો હતો. એઓના પિતાનું નામ પ્રભુરામ ભટ્ટ અને માતાનું નામ રાજકોર અથવા મહાલક્ષ્મી હતું. કવિનાં માતાપિતા એમની બાલ્યા-

વસ્થામાંજ સ્વર્ગવાસી થયાં હતાં એટલે એઓ પોતાના મામાને ઘેર મોટા થયા હતા. કવિએ બાલ્યાવસ્થામાં બહુ વિદ્યા પ્રાપ્ત કરી હોય એમ જણાતું નથી. એમનાં માતપિતા વૈષ્ણવ હોવાથી દયારામભાઇમાં પણ વૈષ્ણવ સંસ્કારો પહેલેથી ખરા અને પછી ડાકોરવાળા ઈચ્છારામ ભટ્ટજીનો સમાગમ થતાં કવિ ચુસ્ત વલ્લભસંપ્રદાયી વૈષ્ણવ થયા. આ ઈચ્છારામ ભટ્ટજીએ શ્રીમદ્વલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર પ્રદીપ નામની સંસ્કૃત ટીકા લખી છે. આવા વિદ્વાન વૈષ્ણવ પાસેથી કવિએ વિદ્યા તથા પુષ્ટિ માર્ગનું રહસ્ય મેળવ્યું. દયારામભાઈએ આ ઈચ્છારામ ભટ્ટજીની પ્રેરણાથી ભારતવર્ષનાં અનેક તીર્થસ્થળોની યાત્રા કરી હતી અને યાત્રામાંજ એમણે ગોસ્વામી શ્રી વલ્લભલાલજી પાસેથી બ્રહ્મ સંબન્ધ સ્વીકાર્યો. એઓ ૭૬ વર્ષનું દીર્ઘઆયુષ્ય ભોગવી વિ. સં. ૧૯૦૯ માં વિદેહ થયા. દયારામ ભાઈએ વ્રજભાષામાં તથા ગુજરાતીમાં કાવ્યો કર્યાં છે. જેમાંનો મોટો ભાગ હજી છપાયો નથી. દયારામભાઈનાં કેટલાંક કાવ્યોમાં ભાગવતોક્ત કૃષ્ણલીલાઓનું વર્ણન છે. બીજામાં રૂક્મિણી વિવાહાખ્યાન, અજામિલાખ્યાન વગેરે ભક્તિપોષક આખ્યાનોનો સમાવેશ થાય છે. ત્રીજા વર્ગમાં વલ્લભ સંપ્રદાયના સિદ્ધાન્તોનું નિરૂપણ કર્યું છે. ઉપર કહ્યું છે તેમ દયારામ ભાઇ વલ્લભ સંપ્રદાયના અનુયાયી હોવાથી વૈષ્ણવ ધર્મનું કોઇ નવું તત્ત્વ એમનાં કાવ્યોમાંથી મળે એમ નથી. એટલે એમના કાવ્યોમાંથી અહિં ઉતારો કરવાની જરૂર ધારી નથી. દયારામભાઇએ સંસ્કૃત ભાષા ન જાણનારા સામાન્ય લોક વર્ગમાં વલ્લભ મતની ભક્તિ ગુજરાતી ભાષાદ્વારા ફેલાવવાનું કામ કર્યું છે. સૂરદાસ વગેરે એ જે કાર્ય વ્રજ ભાષાદ્વારા કર્યું, તે કાર્ય એમણે ગુજરાતી ભાષાદ્વારા કર્યું. કવિ તરિકે દયારામભાઈનું નામ ગુજરાતમાં ઘણું મોટું છે. અને આ વી ઉજ્જવળ કવિત્વશક્તિનો અસંખ્ય કાવ્યોદ્વારા ભક્તિના પ્રચારમાં એમણે ઉપયોગ કર્યો એટલે અંશે ભક્તિમાર્ગના ઇતિહાસમાં પણ એમનું સ્થાન છે.

દયારામભાઇ પછી ઘણા ભજનીયાં જોડનારાઓ થયાછે તે ઉપરાંત સ્વામી નારાયણ સંપ્રદાયના સાધુઓએ પોતાના સંપ્રદાયને અનુકૂળ વૈષ્ણવ ભક્તિ પોષક કવિતાઓ ગાઇ છે. પણ એનું આ ઇતિહાસમાં સ્થાન નથી.

# સ્વામીનારાયણ સંપ્રદાય.

ગુજરાતમાં, વૈષ્ણવ પંથોની, જે અસર અત્યાર સુધીમાં જોઇ તે બ્હારથી આવેલી છે. અને એનું મુખ્ય ધામ ગુજરાત બ્હાર છ. પણ માત્ર ગુજરાતમાંજ પ્રચલિત એક પન્થને હવે જોવાનો છે. એ પન્થ ચલાવનાર પણ ગુજરાત બ્હારથી આવ્યા હતા. પણ પછી ગુજરાતનેજ પોતાનું ઘર કર્યું અને ગુજરાતમાંજ પોતાનો પન્થ ચલાવ્યો. સ્વામીનારાયણ પન્થના પ્રવર્તક આચાર્ય સહજાનન્દના જીવન-ક્રમની નીચલી નોંધ એનાં છપાયેલાં વચનામૃતમાંથી લીધી છે.

સરવારય દેશમાં છપૈયા નામે શહેરમાં શ્રીધર્મદેવના ભુવનમાં સંવત્ ૧૮૩૭ ના ચૈત્ર શુદિ ૯ ની રાત્રી દશ ઘડી ગઇ ત્યારે ભકિત નામની માતાથી શ્રીહરિકૃષ્ણ મહારાજ પ્રગટ થયા. આ હરિકૃષ્ણ મહા-રાજ ( પાછળના સહજાનન્દ સ્વામી ) ૧૧ વર્ષ, ૩ માસ પોતાનાં માતા પિતા પાસે રહ્યા. પછી સં. ૧૮૪૯ ના આષાઢ શુદિ ૧૦ ને દિવસે અયોધ્યા પુરી થકી વનમાં પધાર્યા. અને સાત વર્ષો સુધી અનેક તીર્થ સ્થળોમાં ફર્યા. સં. ૧૮૫૬ ના શ્રાવણ વદિ ૬ ઠ્ઠ ને દિવસે સોરઠ દેશમાં લોજપુર ગામમાં મુકતાનન્દ સ્વામીને મળ્યા. સં. ૧૮૫૬ ના જેઠ વદી ૧૨ ને દિવસે પીપલાણા ગામમાં શ્રીરામાનન્દ સ્વામીને મળ્યા. અને સંવત્ ૧૮૫૭ ની કાર્તિક શુદી ૧૧ ને દિવસે રામાનન્દ સ્વામી પાસેથી દીક્ષા લીધી. સં. ૧૮૫૮ ના માગશર શુદી ૧૩ ને દિવસ શ્રીરામાનન્દ સ્વામીએ દેહ ત્યાગ કર્યો. ત્યાર પછી સહજાનન્દ સ્વામીએ ધર્મ પ્રચા-રનું કામ શરૂ કર્યું તે ૨૮ વર્ષ ૫ માસ અને ૨૭ દિવસ સુધી ચાલુ રાખ્યું. આટલા વખતમાં એઓ મોટે ભાગે કાઠિયાવાડ ગુજરાતના ગામોમાં ફર્યા છે. એમનાં વચનામૃતમાં ગઢડા, સારંગપુર, લોયા, વરતાલ, કરિયાણિ, અમદાવાદ, અને પંચાલા એટલાં ગામોનો ઉલ્લેખ છે. આથી વધારે ગામોમાં એઓ ફર્યા હશે, પણ વધારે નિવાસ આ ગામોમાં કર્યો હશે. સં. ૧૮૮૬ ના જેઠ શુદી ૧૦ ને દિવસ ૪૯ વર્ષ ૨ માસ અને એક દિવસનું આયુષ્ય ભોગવી આ પૃથ્વી ઉપરથી એઓ અન્તર્ધાન થઇ ગયા.

સહજાનંદ સ્વામી જ્યાં જતા ત્યાં કાઠી ગલ્ઢેરાની ડેલીયે ખાટલો ઢળાવી બેસતા અને ગામના લોકોને કાઠી, કણબી, સુતાર, કડીયા વગેરેને બોલાવી સાદી ગુજરાતી ભાષામાં સાદો ઉપદેશ કરતા. એ લોકોના હમેશના વ્યવહારમાંથીજ દાખલાઓ આપી સમજાવતા. ગઢડા જેવાં કેટલાંક ગામો તો એમને બહુ પ્રિય થઇ પડયાં હતાં. જયાં એઓ લાંબો વખત રહ્યા છે.

સહજાનંદ સ્વામીએ કોઇ નવા તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો નથી. તત્વજ્ઞાનમાં એમને રામાનુજનો વિશિષ્ઠાદ્વૈત સિદ્ધાન્ત માન્ય છે. (જુઓ શિક્ષાપત્રી શ્લોક. ૧૦૦ તથા ૧૨૧) અને મોક્ષનાં ધામ તરિકે વલ્લભાચાર્યનો ગોલોક માન્ય છે. (શ્લો. ૧૨૧). એમજ સેવાનો વિધિ તથા વ્રતોનો નિર્ણય પુષ્ટી માર્ગને અનુસરીને કરવાનું સહજાનન્દ સ્વામીએ કહ્યું છે. (જુઓ શિક્ષાપત્રી શ્લો. ૮૧) આ રીતે વૈષ્ણવ સંપ્રદાયો માંના બે રામાનુજ અને વલ્લભ સંપ્રદાયમાંથી જુદાં જુદાં તત્વો લઇને સહજાનન્દે પોતાનો સંપ્રદાય ઘડયો છે. રામાનુજ મતમાંથી તત્ત્વજ્ઞાન અને વલ્લભ મતમાંથી પ્રભુ સેવાનો પ્રકાર એ બેને સાથે મેળવીને સાધારણ અશિક્ષિત લોકોને અનુકૂળ આવે એવો પન્થ સહજાનન્દે ચલાવ્યો. એ ઉપરાન્ત એમણે ખરેખરૂં કામ કર્યું તે એ છે કે 'લોક'ને નાવાધોવાના, આચાર તથા નીતિના, સામાન્ય નિયમો શીખવ્યા. તેમજ અનીતિ પોતાના પન્થમાં ન પેસે માટે જૂના વૈષ્ણવ પન્થોના અનુભવથી સહજાનન્દ સ્વામીએ કેટલાક નિયમો ઘડયા છે. 'જેમ કે મન્દિરમાં સ્ત્રી પુરૂષોએ પરસ્પર સ્પર્શ ન કરવો.' (જુઓ શિક્ષાપત્રી).

ગુજરાતની વસ્તીના જે વર્ગમાં હજી સુધી કોઇ સંપ્રદાયે પ્રવેશ કર્યો ન હતો, તે વર્ગમાં આ નવો પન્થ ચાલ્યો. અને એ પન્થની છાયામાં એ વર્ગ કાંઇક ઉંચે આવ્યો.

સ્વામી નારાયણ સંપ્રદાયનાં બે મુખ્ય ધામછે. વરતાલ અને ગઢડા; બેય સ્થળે મોટાં સુન્દર મન્દિરો છે. જે દાદા ખાચરના દરબારમાં બેસીને સહજાનંદે ઉપદેશ કરેલો તે ખાચર તથા એના વારસોએ આપેલી જમીનમાંથી ગઢડાનું મ્હોટું મન્દિર ઉભું થયુંછે. આ ઉપરાંત કાઠિયા-

વાડ ગુજરાતનાં ન્હાનાં મ્હોટાં સર્વ ગામોમાં જ્યાં જ્યાં સ્વામી નારાયણના અનુયાયીઓ હશે ત્યાં ત્યાં એ પન્થનાં મન્દિરો પણ છે. સ્વામી નારાયણ પાસે સ્થાવર જંગમ ઘણી મીલ્કત હોય એમ કહેવાયછે. જેની વ્યવસ્થા કાંઇક પ્રતિનિધિ તત્ત્વને અનુસરીને થાયછે.

સહજાનન્દ સ્વામીને રામપ્રતાપ અને ઇચ્છારામ નામના બે ભાઇઓ હતા. જેને અયોધ્યાપ્રસાદ અને રઘુવીર નામના પુત્રો થયા. સહજાનન્દ સ્વામીને કાંઇ સન્તાન ન હોવાથી આ ભત્રીજાઓ એની ગાદીયે આવ્યા અને હાલ સુધી એના સીધા કે દત્તક લીધેલા વારસો ગાદી ઉપર છે; જે આચાર્ય કહેવાયછે.

સ્વામી નારાયણ સંપ્રદાયના અનુયાયીઓના ત્રણ વર્ગો છે, બ્રહ્મચારી, સાધુઓ, અને ગૃહસ્થો. બ્રાહ્મણોજ બ્રહ્મચારી થઇ શકેછે. સાધુઓમાં ગમે તે વર્ણના લોકો હોયછે અને ત્રીજા ગૃહસ્થો. ઉપરોકત આચાર્ય, અને બ્રહ્મચારીઓ, સાધુઓ અને ગૃહસ્થ અનુયાયીઓમાંના શ્રેષ્ઠ પુરૂષો, મળીને સ્વામી નારાયણ સંપ્રદાયની સર્વ વ્યવસ્થા વ્યાપારી નીતિને અનુસરીને કરેછે. ઉપરોકત ચારેયની ફરજોની મર્યાદા સહજાનન્દ સ્વામીએ પોતે શિક્ષાપત્રીમાં બાંધી આપીછે.

સ્વામી નારાયણ સંપ્રદાયમાં સહજાનન્દે પોતે કરેલા બે ગ્રન્થો પ્રસિદ્ધછે. ૧ શિક્ષાપત્રી એમાં ૨૧૨ શ્લોકો છે. જેમાં સ્વામી નારાયણ સંપ્રદાયના મુખ્ય સિદ્ધાન્તોનું ટુંકામાં, તથા એ પન્થના જુદા જુદા વર્ગના અનુયાયીઓની ફરજોનું નિરૂપણ કર્યું છે. બીજો ગ્રન્થ–વચનામૃત જેમાં સહજાનન્દ સ્વામીએ જુદે જુદે સ્થળે પોતાની પાસે આવેલા લોકોને સામાન્ય ઉપદેશનાં જે વચનો કહેલાં તેનો સંગ્રહ છે. એવાં કુલ વચનામૃતો ૨૬૨ છે. સહજાનંદના પોતાના ચાર શિષ્યો–મુકતાનંદ સ્વામી, ગોપાલાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી તથા શુકમુનિ એઓએ આ વચનામૃતોનો સંગ્રહ કર્યોછે. આ બે ગ્રન્થોથી વિશેષ જ્ઞાનની જે હરિભકતને આવશ્યકતા હોય તેણે ચાર વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ભાગવત, વિષ્ણુસહસ્રનામ, ભગવદ્ગીતા, વિદૂરનીતિ, સ્કન્દ પુરાણના વિષ્ણુખંડમાં કહેલું વાસુદેવ માહાત્મ્ય, મિતાક્ષરા સાથે યાજ્ઞવલ્કય સ્મૃતિ, રામાનુ-

જનું શ્રીભાષ્ય, વગેરે ગ્રન્થો જોવા એમ સહજાનન્દ સ્વામીએ પોતે શિક્ષાપત્રીમાં કહ્યુંછે. તેમાં પણ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્તના નિર્ણય માટે યાજ્ઞવલ્કય સ્મૃતિ, ભકિત વૃત્તિની પુષ્ટિ માટે ભાગવતનો દશમસ્કન્ધ, અધ્યાત્મજ્ઞાન માટે રામાનુજ ભાષ્ય વગેરે વિવેક બતાવ્યો છે.

સ્વામી નારાયણ પન્થમાં સહજાનંદ સ્વામી પોતેજ પૂર્ણ અને પ્રગટ પુરૂષોત્તમ મનાય છે. સ્વામી નારાયણનાં મન્દિરોમાં દેવની મૂર્તિની પડખેજ સ્વામી નારાયણની મૂર્તિ હોય છે. આ રિવાજમાં રામાનુજ મતની છાયા દેખાય છે. રામાનુજ સંપ્રદાયનાં મન્દિરોમાં દેવની બાજુમાં આલવારોની તથા રામાનુજની મૂર્તિઓ પધરાવવાનું ધોરણ છે.

સાધારણ રીતે આ માર્ગે વિદ્યાના વિકાસમાં કે પ્રચારમાં ઝાઝો ભાગ લીધો નથી. છતાં સ્વામીનારાયણના સમયમાંજ કેટલાકે સંસ્કૃતમાં તથા બીજાઓએ ગુજરાતીમાં ગદ્ય પદ્ય ગ્રન્થો લખ્યા છે અને પાછળથી પણ આ માર્ગના કેટલાક વિદ્વાનોએ સંસ્કૃતનાં તથા ગુજરાતીમાં ગ્રન્થો લખ્યા છે. પણ આ સર્વ લેખકોનું સ્થાન સ્વામી નારાયણ સંપ્રદાયના ઇતિહાસમાં છે.

## ઉપસંહાર.

શરૂઆતમાં ઇશતત્ત્વની મહત્તાનું ભાન, પછી એ પરતત્ત્વ પ્રતિ હૃદયની કોમળ વૃત્તિઓનું સ્વતઃ વહન, અને છેવટ અસ્પષ્ટ ભકિતવૃત્તિનો વિકાસ એટલું ભકિતમાર્ગનું બીજ, વેદકાળમાં આર્યોએ રોપ્યું હતું. પછી અસ્ફુટ ભકિતવૃત્તિને સ્ફુટ કરી, એનાં સર્વ અંગોને સ્પષ્ટ દર્શાવી, જ્ઞાન, કર્તવ્યનિષ્ઠા યોગ, નીતિ વગેરે સાથે ભકિતનો સુન્દર સમન્વય કરી, ઇશતત્ત્વ, જીવતત્ત્વ અને જગત ત્રણેનાં સ્વરૂપ તથા ત્રણેનો પરસ્પર સંબન્ધ દેખાડી, ભગવાન વાસુદેવે ભકિતમાર્ગનો અપૂર્વ ઉપદેશ, ૨૫૦૦ વર્ષ પહેલાં કર્યો ત્યારે એ બીજમાંથી વૃક્ષ થયું. એ ઉપદેશનાં સત્ય ઉપરની ભકિત ક્રમશઃ ઉપદેશક ઉપરની ભકિતરૂપે, સામાન્ય જનસમૂહનાં હૃદયોમાં પરિણામ પામી, એટલે ઇશતત્ત્વનું નામ વાસુદેવ, એની ભકિતથીજ મુકિત અને ભગવદ્ગીતા એ ભકિતનું આદિ શાસ્ત્ર એ સિદ્ધાન્ત ત્રય ઉપર આધાર રાખનારો ભકિતમાર્ગનો પ્રવાહ પ્રગટ થયો. પછી પ્રાચીનતર કાળમાં

આર્યોનાં હૃદયોમાં પ્રગટેલી વૈદિક વિષ્ણુ ભક્તિ અને સૃષ્ટિના આદિ તત્ત્વરૂપ નારાયણની ભક્તિ એ બન્ને વાસુદેવ ભક્તિમાં મળી જવાથી આર્યોને અતિ વ્હાલો ત્રિવેણી સંગમ થયો. ઇ. સ. પૂર્વેનાં ચાર શતકોમાં ઉપરોક્ત ત્રિવેણી સંગમથી આગળ ચાલેલો વૈષ્ણવ ધર્મનો પ્રવાહ પાઞ્ચરાત્ર અથવા ભાગવત સંપ્રદાય રૂપે જોરથી વહેતો હતો. મહાભારતમાં એ સમયના વૈષ્ણવ ધર્મનું વર્ણન મળેછે. તે પછીનાં લગભગ ૪૦૦ વર્ષો સુધી વૈષ્ણવ ભક્તિમાર્ગનો પ્રવાહ બહુ લોકોની દૃષ્ટિએ પડયા વગર મન્દ, મન્દ વહેતો રહ્યો છે. ગુપ્ત રાજ્યના બળથી વૈષ્ણવ ધર્મનો ગુપ્ત પ્રવાહ પુનઃ પ્રગટી નીકળ્યો અને અપૂર્વ જોરથી, વહેતો એ પ્રવાહ સીકકાઓમાં, દાનપત્રોના લેખોમાં, તત્કાલિન શિલ્પકળામાં, મૂર્તિઓમાં, પાઞ્ચરાત્ર સંહિતાઓમાં, પુરાણોમાં અને તામિલ આગમોમાં પથરાઇ ગયેલો દેખાય છે. ઇ સ. ના ૫ માથી ૧૦ મા શતક સુધીમાં સર્વત્ર ફેલાઇ ગયેલા એ પૌરાણિક વૈષ્ણવ ધર્મમાંથી ઇ. સ. ના ૧૧ મા શતકથી રામાનુજ વગેરે વૈષ્ણવ સંપ્રદાયો ફુટવા લાગ્યા. અને ૫૦૦ વર્ષોમાં તો જુદા જુદા પાંચ સંપ્રદાયો દ્વારા સમસ્ત ભારતવ્યાપી એક મહાન મન્દિર ઉભું થયું. પછી વિશાળ હૃદયવાળા દયાળુ સન્તોએ ભક્તિને લોકભાષામાં ઉતારીને શૂદ્રોને પણ એ દિવ્ય મન્દિરમાં પ્રવેશ કરવાનો દરવાજો ઉઘાડી દીધો. વર્તમાનમાં આ દેશનાં કરોડો હૃદયોને દુઃખમાં શાન્તિનું તથા ઇશતત્ત્વમાં આશ્રયનું દ્વાર કેવળ આ વૈષ્ણવ ભક્તિમાર્ગજ છે. આ રીતે ૨૫૦૦ વર્ષથી અનેક રૂપે વહેતો આ વૈષ્ણવ ધર્મનો પ્રવાહ આ દેશના લોકસમૂહનો ઉદ્ધારક બની રહ્યો છે; અને હજી ઘણા વખત સુધી બની રહેશે.

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां जगदीश्वरः

ॐ : शान्तिः शान्तिः शांन्तिः